૨૭૫૪

# પ્રસ્તાવના

નાના નાના બે ત્રણ પુસ્તક મારા હાથથી લખાયા પછી મને એક મોટું પુસ્તક લખવાની ઇચ્છા થઇ. મારી પાસે અકબર અને બીરબલને નામે સાંભળેલી વાર્તાઓનો સારો સંગ્રહ હતો. આ વાર્તાઓમેં જુદે જુદે વખતે અને જુદા જુદા લોકોને મોઢેથી જુદે જુદે રૂપે સાંભળી હતી, તે સઘલીનો સાર કાઢીને મેં એક ગ્રન્થ બનાવ્યો. પણ સામટી રીતે છપાવતાંગ્રંથ મોટો થઇ જવાની ધાસ્તીથી તેને ચાર ભાગમાં વેચી નાખ્યો. અને છપાવવાની જાહેર ખબર મારા એક મિત્રના નામની નાખી. પણ કેટલીક નધારેલી અડચણો નડવાથી, છપાવવાનું રહી ગયું. હાલ મારા એક બીજા મિત્રે એ બાબદ વાત સાંભળીને પોતે છપાવવાનો ઇરાદો જાહેર કર્યો. મેં મોટી ખુશીથી તેને રજા આપી. મેં તેને કોપી જોતા આપી. તેણે લઇને વાંચી જોઇ તેમાં કેટલોક સુધારો અને વધારો કરવાનું કહ્યાથી, મેં એક વખત ફરીથી વાંચી મારા મન પસંદ સુધારા અને વધારા કર્યા. આ પ્રમાણે કરતાં મારે મારી પ્રથમની કરેલી પ્રસ્તાવના પણ કહાડીનાખવી પડી. મારા હાથથી આ પ્રથમગ્રન્થ લખાયો છે તેમાં ભુલ ચુક રહી ગઇ હોય તેની ઉપર સુજ્ઞ ગૃહસ્થો ધ્યાન ન આપતાં હંસ પક્ષી જેમ પાણી મુકી દઇને દુધ ગ્રહણ કરેછે, તેમ તેનો સાર ગ્રહણ કરશે એવી આશા છે.

**રચનાર**

# પ્રસ્તાવના

આ ચોપડીના રચનાર મારા આર્ય મિત્રે આ ગ્રન્થ મને છપાવવાને આપ્યો તેથી હું તેનો અતીશય આભાર માનું છું. આ પુસ્તક વિશે જાહેર ખબરનાખ્યા પછી જે ગૃહસ્થે એ અગાઉથી ગ્રાહક થઇ મને આસરો આપ્યો છે, તેમનો પણ આ પ્રસંગે ઉપકાર માનું છું. આ પુસ્તકનો જો ઘણો ઉઠાવ થશે તો થોડા દિવસમાં એનો બીજો ભાગ બહાર પાડીશું.

**છપાવી પ્રગટ કરનાર**

૨૭૯૪

# અકબર બાદશાહ

અને

# દીવાન બીરબલની વાર્તાઓ ભાગ ૧ લો

## વાત ૧ લી

## બાદશાહ અને બીરબલની ઉત્પત્તિ વિષે*

પુર્વે હીંદુસ્થાનમાં વૈજર કરીને ગામ હતું. ત્યાં સુશર્મા નામનો એક બ્રાહ્મણ રહેતો હતો તે મહા વિદ્વાન અને સદાચાર સંપન્ન હતો. તેનો સુદાસ નામનો હજામ મિત્ર હતો તે પણ ઘણોજ ચતુર હતો. તેઓ એક બીજાનો મત લઈને ચાલતા હતા. એ પ્રમાણે કેટલાક વરસ થઈ ગયા. એક દિવસે સુશર્મા બ્રાહ્મણે વિચાર કર્યો કે આવતે જન્મ રાજય મલે એવી તપશ્ચર્યા કરવી. તે વિચાર તેણે પોતાના મિત્ર સુદાસને કહ્યો તેણે પણ એવાતની હા કહીને કહ્યું "હે મિત્ર મારા ધર્માનુસાર મને પણ તારી સેવા રૂપી તપશ્ચર્યા કરવા દેવી જેથી તારા સમાગમે હું પણ મારી મન કામના પામીશ." તેના મનની ઈચ્છા પોતાના જેવી જોઇને સુશર્મા બ્રાહ્મણ તેને સાથે લઈને પ્રયાગ ક્ષેત્રની નજદીક ભાગીરથીગંગામાં કીનારા ઉપરગયો ત્યાંઝુપડી બાંધીને બંને જણારહ્યા. બ્રાહ્મણે તપશ્ચર્યા કરવી શરૂ કીધી. તપશ્ચર્યા કરતાં કરતાં બાર વરસ પુરા થયા, પણ તેને દેવતાઓ પ્રસન્ન થયા નહીં. તેથી તે ઘણોજ દુઃખી થયો

* આ વાત અસંભવીત છે, ત્રણ ચાર ભાટોને મોઢેથી જુદી જુદી રીતે સાંભળીને તેનો સાર અત્રે મુકયો છે.

અને તેજ દિવસથી તેણે ચતુર્થાશ્રમ ( સન્યાસ ) લીધો, અને ફરીથી તપશ્ચર્યા કરવી શરૂ કીધી.

સુદાસ પણ પોતાની જાતીના ધર્મ પ્રમાણે અને બ્રાહ્મણના તેની ઉપરના અતીશય સ્નેહથી, પોતાને પણ ઉતમસુખની પ્રાપ્તીથાય એવી ઇચ્છાથી, તે સન્યાસી થયલા બ્રાહ્મણની સેવા રૂપ તપશ્ચર્યા કરવા લગ્યો.

એપ્રમાણે તપશ્ચર્યા કરતાં કરતાં બીજા બાર વરસ નિકળી ગયાં તથાપી દેવતાઓ તો પ્રસન્ન થયા નહીં, તેથી તેને અત્યંત ખેદ થયો અને તે ખેદમાંને ખેદમાં પોતાના મિત્ર સુદાસ પ્રત્યેઆ પ્રમાણે બોલવા લગ્યો. હે મિત્ર આપણે ચોવીસ વરસ થયા તપ કરીએ છીએ પણ તેનો આપણને કાંઇ ઉપયોગ થયો નથી, કાંઇપણ ફલની પ્રાપ્તી થઇ નથી, તેથી હવે લોકોમાં મોંહો દેખાડવું એ ઘણું અયોગ્ય અને શરમ ભરેલુ છે એટલા માટે આ ભાગીરથી ગંગામાં દેહ છોડી પરલોક જવું એવો મારા મનમાં વિચારછે. પણ આત્મ હત્યા ન કરવી એવું શાસ્ત્રમાં કહ્યું છે,

श्लोक

गते शोकोन कर्तव्यं, भाविष्यं नैव चिंतयेत् ॥

नक्लेश यित्वाचात्मानं यस्वल्प मपितद्वह ॥ १ ॥

ગઇ વાતનો શોક ન કરવો ભવિષ્ય નું ચિતવું, અને પોતાના આત્માને ક્લેશ ન આપવો.

માટે જો પ્રાણનો નાશ કરીએ તો આત્મ હત્યાનું પાપ લાગે, તેથી હવે કેમ કરવું તે સુઝતું નથી.

સુદાસે કહ્યું, " મહારાજ મારા મનમાં પણ એમજ આવેછે માટે શાસ્ત્રની વિરૂદ્ધ ન થતાં સુખની પ્રાપ્તી થાય

એવો ઉપાય કરવો જોઈએ. કહ્યુ છે કે,

( कर्तव्यं सुविचारेण । शास्त्रायंच सुखायच ॥

તેથી દોશ ન લાગતાં આપણા મનની ઈચ્છા પ્રમાણે કામ થાય એવી. માત્ર એકજ યુક્તિ છે"

સન્યાસીએ કહ્યું, "જો તે યુક્તિ સારી હોયતો કહે."

સુદાસે કહ્યુ, સ્વામી, ત્રીવેણીનો જ્યાં સંગમ છે તેને કર્વત કહેછે. તે કર્વત નીચે જો દેહ છોડી હોયતો, આત્મ હત્યાનું પાપ ન લાગતાં મરતી વખતે મનમાં જે ઈચ્છા હોયતે તે બીજા જન્મમાં મલેછે. આ વાતનો ઘણા વિદ્વાને મો ઢેથી સાંભળીછે. તેટલા માટે આપણે બનેતે કર્વત નિચે દેહ છોડીએ તેમાં પાપ નથી. પછીતો જેમ આપની ઈચ્છા. સુદાસના આવા વચન સાંભલીને સુશર્મા તે પ્રમાણે કરવાને તૈયાર થયો. પછી બેઉ જણે પોત પોતાના કપડા સામાન વગેરેની જુદી જુદી ગાસડીઓ બાંધીને એક ઝાડ નિચે સારા બંદો બસ્તથી દાટી મુકી પછી તેઓ કર્વતની જગાએ આવ્યા. ત્યાં પ્રથમ સન્યાસીએ, આવતાં ભવમાં સાર્વ-ભૌમ્ય ( શેહેન સાહાત )ની પદવી પ્રાપ્ત થાય અને પુર્વ જન્મની યાદ દાસ્ત રહે એવું ઈચ્છીને તે કર્વત નિચે પોતાની દેહ છોડી. પછી સુદાસ હજામે, મારો ઉતમ કુળમાં જન્મ થઇને મારા મીત્રનું પ્રધાન પણુ મલે, અને પુર્વ જન્મનું સ્મરણ રહે, એવું ઈચ્છીને કર્વત નિચે પોતાની દેહ છોડી, પછી થોડે વરસે હસ્તોનાપુર ( દીલ્હી ) માં જન્મ લીધો.

હસ્તીનાપુરશહેર દીલીની પડોશમાં હતું. તે શહેર પાંડુવ કોરવના યુદ્ધ પછી પાંડવોના હાથમાં આવ્યું હતુ. મુશલમાની રાજ્યના વખતમાં કયે વખતે તે નાશ પામ્યું, તેની

કાંઈ પુરે પુરી ખાત્રી થતી નથી હાલ કેટલાક લોકો દીલ્લીને બદલે હસ્તીનાપુર શબ્દ વાપરેછે. તે શહેરમાં હુમાયુ કરીને બાદશાહ રાજ્ય કરતો હતો. તે મોગલ વંશના સ્થાપનાર બાબરનો દીકરો હતો. બાબરના મરણ પછી તે ગાદી ઉપર બેઠો હતો, શેરખાન નામના અફગાને તેને ગાદી ઉપર ઉઠાડી મુકયો, તેથી રખડતો રઝડતો અમર કોટમાં આવી લાગ્યો. ત્યાં ઈ. સ ૧૫૪૩ માં તેની બેગમે પુત્રનો જન્મઆપ્યો. દંત કથામાં એવું કહ્યું છે. કે, આ પુત્ર તે તેજ સુશર્મા સન્યાશી હતો.

સુશર્મા એ ઉતમ કુળમાં જન્મ લેવા વાસ્તે તપ કર્યું હતું અને તપના પ્રતાપથી તો તેનો જન્મ કોઈ ઉતમ કુળમાં થવો જોઈ તો હતો. પણ તેમ ન થતાં મુશલમાન કુલમાં જન્મથયો તેનું કારણ એટલુજ કે, તપશ્ચર્યા કરતી વખતે તેણે અન્ન ખાવું છોડી દીધું હતું, અને ફક્ત દુધ ઉપરજ રહ્યો હતો. તે દુધ વગર ગાળેલું પીતાં તેના પેટમાં ગાયના વાળ ગયા હતા. તે દોષથી તેનો જન્મ યવન કુળમાં થયો હતો. અહી પુત્રનો જન્મ થયા પછી બાદશાહે બે ચાર દહાડે તેનું નામ અકબર પાડયું. *

હુમાયુ પણ રખડતો રઝડતો પાછો દીલી આવ્યો. અને અફગાન સરદારને હરાવીને ગાદી ઉપરથી ઉઠાડી મુકયો, પણ તે પોતે ઘણું જીવવા પામ્યો નહી. રાજ્ય લીધા પછી તે બીજે વરસે મરણ પામ્યો. આ વખતે અકબરનીઉંમર તેર વરસની હતી. હુમાયુના મરણ પછી એક મહીને બધા વજીર

* અકબરના જન્મ પછીની અને હુમાયુની જે બાબત લખી છે, તે બધી ખરી, અને ઈતીહાસ સીદ્ધ છે. પણ વચમાં કેટલીક બીના આવેછે, જે પાછળથી ઉમેરી હોય એમ લાગેછે.

અને ઉમરાઓએ સંપ કરીને તેને ગાદી ઉપર બેસાડયો. રા જ્યમાં કરતા હરતા તે વખતે બેરામખાન નામનો વજીર હતો. અકબરની ઉમર જો કે નાની હતી તો પણ તે વિદ્યા કળામાં કુશળ, ધીરજવાન, ક્ષમાવાન.અને પોતાના બાપના કરતાં વધારે સારી રીતે રાજ્ય ચલાવનાર હતો.

તેજ શહેરમાં એક બ્રાહ્મણ રહેતો હતો, તેને ત્યાં પેલા સુદાસ હજામે જન્મ ધર્યો. તેનું નામ તેના બાપે સુપ્રનાથ રાખ્યું. તે રૂપાલો, અને ચતુર હતો. નાની વયમાંજ તેણે વેદ, શાસ્ત્ર અને કળા કૌશલ્યા શીખી લીધાં. જ્યારથી તે દરબારમાં આવતો જતો થયો ત્યારથી બાદશાહે તેનું નામ બીરબલ પાડયું. ( બીરબલ એટલે વિર વિદ્યાનું જેને જોર હોયતે. )

એક દિવસને સમયે, જ્યારે તે છોકરો પાઠ શાળામાંથી ઘર તરફ જતો હતો. ત્યારે રાજબાગ આગલ એક બહુરૂપી (ઘણા વેશ લેનાર) ખેલ કરતો હતો. તે જેવાને બાદશાહ અકબર પોતાના વજીર અને ઉમરાવો સાથે બેઠો હતો. શહેરના પણ સેકડો લોકો જોવાને મલ્યા હતા, ત્યાં આ છોકરો પણ જઈ ઉભો હતો. બહુરૂપી તે વખતે બળદનો વેશ લાવ્યો હતો તે એવો કે, જાણે ખરેખર બળદજ છે કે શું? તેમાં જરા પણ ખામી નહોતી. તે વેશ જોઇને લોકો પેલા બહુરૂપીને "શાબાશ શાબાશ!" કહીને શાબાશી આપવા લાગ્યાં. અકબર આ વેશથી એટલો ખુશી થયો કે, પેલા બહુરૂપીને પોતાના શરીર ઉપર ઓઢેલી જરીની શાળ અને શેલું બક્ષીસ આપી દીધું. આ તમાશો જોઇને સુપ્રનાથે મનમાં વિચાર્યું કે, બાદશાહે તો તેની કાંઈ પણ પરીક્ષા ન કરતાં એમને એમ શેલું આપી દીધું, પણ મારે તો એની પરીક્ષા જોવી કે એનાંમાં બળ

ડના લક્ષણ છે કે નહી. પછી એક નાની કાકરી લઇને પેલા બળદના વાસાં ઉપર નાખી, તે બહુરૂપીએ તે ઠેકાણે પોતાના શરીરને થથરાવ્યું. આથી પેલા બાળકની પુર્ણ ખાત્રી થઇ કે આ બહુરૂપી ઘણોજ ગુણવાન છે. માટે હવે એને બક્ષીસ આપવામાં કાંઇ અડચણ નથી. એમ વિચારી પોતાને માથે પહેરેલી જુની ટોપી, જે નવીહશે ત્યારે ભાગ્યેજ ચાર આનાની કીંમતની હશે, તેતેની ઉપર ફેંકીને વાહવાહરે, શાબાશ! શાબાશ! એમ બોલવા લાગ્યો. આ ઉપરથી બહુરૂપી ઘણોજ ખુશી થયો, અને પોતાનો વેશ કહાડી નાખીને તે ટોપી હાથમાં લીધી. પછી બાદશાહની પાસે જઇને તે વખાણ કરવા લાગ્યો. તે બોલ્યો, "મહારાજ! તમે મને જે બક્ષીસઆપી તેના કરતાં આ લાખ ઘણી સરસ છે, મારા ગુણની પરીક્ષા કરનાર આ હજારો લોકોમાં, આટોપીનો માલેક બ્રાહ્મણનો છોકરો ઠર્યોછે, તેની પાસે એટલુંજ હતું અને તે તેણે ગુણ જોઇને સર્વ દાન કીધું. ગુણ જોઇને આપવું તે વગર જોય આપ્યાના કરતાં લાખ ઘણું વધારે." બાદશાહે પેલા છોકરાને પાસે બોલાવી મંગાવ્યો, અને ઘણીજ માયા ભરેલી રીતે તેણે પરાક્ષા કેમ કરી તે પુછ્યું. છોકરે બધી વાત કહી. બાદશાહે બીજા કેટલાક સવાલ પુછ્યા તેના જવાબ પણ વગર ગભરાયે આપ્યા. બાદશાહ અને બીજા સઘલા લોકો સમજ્યાકે આ છોકરો ગુણવાન અને ચતુર છે. પછી તેનું નામ નિશાન પુછી લઇને બાદશાહે તેને સારા કપડા લતા આપીને હમેશ કચેરીમાં આવવાનું કહ્યું. છોકરો આથી ખુશી થતો ઘેર ગયો. અને બીજે દિવસથી દરબારમાં આવવું શરૂ કર્યું

એક દિવસે રાજ્ય બાગમાં જ્યારે એજ બહુરૂપી ખેલ કરતોહતો, ત્યારે બાદશાહે તેને વાઘનો વેશ લાવવ ને કહ્યું. બા-

હુરૂપીએ હાથ જોડીને કહ્યું "મહારાજ! જ્યારે વાઘનો વેશ લેવો ત્યારે તે યથા યુક્ત બજાવવો જોઇએ. માટે આપજો આ દરબાર માહેલા એક માણસના ખુનની માફી બક્ષોતો હું તે વેશ લાવુ." બાદશાહે તેના કહ્યા પ્રમાણેમાફી બક્ષી પછી થોડી વારમાં જયારે બધા લોકો જોવાને એકઠા મલ્યા, ત્યારે તે બહુરૂપીએ નાના પ્રકારના વેશ લેવા માંડયાં. છેવટે વાઘનો વેશ લીધો. તે આબેહુબ એવો કે જાણે ખરે ખરો વાઘજ આવ્યો કે શુ? સઘલી દરબાર ભયથી ધ્રુજવા લાગી તે વખને આ વેષધારી વાઘે વિચાર કીધો કે, જો કોઇ ગરીબ માણસને મારીશ તો તેનું કુટુંબ રખડી મરસે. મારવો તો કોઇ અમીર ઉમરાવને કે જેના વંશજો તેની દોલત ખાય. આડુ અવલું જોતાં તેની નજર અકબર ના મામા શેખ હુશેન ઉપર પડી. અને તેને મારવામાં કાંઇ અડચણ નથી. એવો વિચાર કરીને તે વાઘ તરતજ તેની ઉપર કુદયો, અને તેની ઉપર પંઝો નાખીને તત્કાળ તેનો જીવ લીધો. લોકોમાં હાહાકાર વરતી રહ્યો. અકબરની મા જે ત્યાં જોવાને બેઠી હતી તે એક મોટી ચીસ પાડીને બેશુદ્ધ થઇ પડી. દાસીએ ગુલાબ જળ છાંટી તેને હુશીઆર કરી. તેણે હુશીઆર થતાંજ કહ્યું કે, મારા ભાઇને જેણે માર્યો તેનો પ્રાણ લેવો જોઇએ. બહુરૂપીએ પોતાનો વેશ કહાડી નાખ્યો. સભા બરખાસ્ત થઇ. લોકો વિખરાઇ ગયા. બાદશાહ મહેલમાં ગયો. પણ તેની માતા રીસાઇ બેઠી. અન્ન પાણી પણ લેવાનું મુકી દીધું. અકબરે પોતાની માતાને ઘણુંએ સમજાવ્યું, પણ તે કાંઇ સમજી સમજે નહીં. આખરે પ્રધાન સાથે મસલ્લત કરીને ફરીથી કચેરી બોલાવી કચેરી ભરાયા પછીબધા અમીર ઉમરાવ અને પંડીતોનામતો લીધા, પણ કાંઇ નીવેડો આવ્યો નહીં. બાદશાહે જે વચન આ

પ્યું હતું તેનું ભંગ ન થતાં, તેની માતાનું મન રાજી થાય, એવી યુક્તિ કોઇને સુજી નહીં.

આ બધો વખત પેલા બ્રાહ્મણનો છોકરો, જે એક ખુણામાં બેઠો બધું સાંભળતો, તે આગલ આવ્યો, અને હાથજોડીને બાદશાહની સામે ઉભોરહ્યો. બાદશાહે તેને તરતજ ઓળખ્યો જેવી બાદશાહની તેની ઉપર નજર પડી તેવોજ તેબોલી ઉઠયો, "મહારાજ! જો તમે મને આજ્ઞા કરશો તો, આપના વચનને ધકો ન લાગતાં માતાજીની પ્રસનતા પ્રમાણે થાય એવી એક યુક્તી મને સુજીછે તેકહુ. સભામાં બેઠેલા મોટા મોટા અમીર ઉમરાવો અને વિદ્વાનો અજાયબ થયા. પણ અકબર તો તેની ચતુરાઇ વિશે અગાઉથીજ જાણીતો હોવાથી, તેને કહ્યું," બને અડચણો દુર થાય એવો જો તે ઉપાય હશે તો તારો અમારી ઉપર અતીશય ઉપકાર થશે." છોકરે કહ્યુ, "મહારાજ ! જે બહુરૂપીએ વાઘનો વેશ લીધો હતો, તેને સતીનો વેશ લેવાને કહો એટલે ત મારા વચનને બાધક ન આવતાં તે પોતાનો પ્રાણ છોડશે અને તેથી કરીને માતાજીના મનને પણ સંતોષ થશે. પછીતો આપની ઇચ્છા." આવડા નાના છોકરાનું બોલવું સાંભળીને, બાદશાહ સહીત સર્વે લોકો તેની હુશીઆરી માટે આશ્ચર્ય પામીને "વાહ વાહ! શાબાશ ! શાબાશ !" ની બુમો પાડવા લાગ્યા. પછી બાદશાહે તે બહુ રૂપીને પાશે બોલાવી તેને સતીનો, વેશ લાવવાને કહ્યું. બહુ રૂપી મનમાંતો સમજી ગયો કે હવે મરવાનો વખત પાશે આવ્યો છે. પણ ફીકર નહીં. પછી બાદશાહને' આજ્ઞા પ્રમાણે કાલે કરીશ' એમ કહીને તે ઘેર ગયો ઘેર જઇ બાયડી છોકરાંને પાશે બોલાવીને બધી વાત યથા સ્થીત કહી સંભલાવી ને દીલાસો આપ્યો. પછી બીજે દિવસે

મરવાની સઘળી તૈયારી કરીને તે રાજ બાગમાં ગયો ડીથેવારમાં લોકોની ત્યાં મોટી ભીડ જોવાને ભરાઇ. વચો વચમાં દેવતાની ચીતા ખડકી હતી. થોડી વારમાં પેલો બહુરૂપી સતીનો વેશ લઇને આવી પહોંચ્યો. તેણે આંગમાં જરીનો સાળુ પહેરયો હતો. માથાના કેશ છુટા મુકયા હતા. કપાલમાં કંકુની આડ કરી હતી અને જે રણછોડ, જે રણછોડ કરતો આવતો હતો. ત્યાં જોવા આવનાર લોકોમાં જે કોઇ બ્રાહ્મણ હતા તેમને દક્ષણા આપી સતીના ધર્મ પ્રમાણે દાન ધર્મ કર્યું. પછી ચાતાને પ્રદક્ષણા ફરીને જેવા તે તેમાં પડવા જતો હતો તેવીજ બાદશાહની માતાએ દોડી આવીને તેનો હાથ પકડી લીધો, અને આ પ્રમાણે તેનેકહ્યુ શબાશછે તને! તારો વેશ તેં પુરો ભજવ્યો. હવે બસ કર મારા ભાઇના નશીબમાં એવુંજ લખેલું હશે તેમાં તારો દોષ જરા પણ નથી. માટે હવે તું તારો જીવ નકામો ન ખોતો બહુરૂપી એ જવાબ દીધો," માહારાણી સાહેબ મેં જયારે વાઘનો વેશ લીધો હતો ત્યારે તમારા ભાઇને મારવામાં પાછલ હયો નહોતો ત્યારે આતો મારો પોતાનો પ્રાણછે અને તેને માટે પાછો ફરીશ એમતો મારાથી બનવાનું નથીજ. તમે એ વાતનો વધારે આગ્રહ ન કરો. મને મારો વેશ પુરે પુરો ભજવવાદો." રાજ માતાજીએ અને અકબર શુધ્ધાં બીજા લોકોએ તેને ઘણોએ સમજાવ્યો, પણ તે એકના બે થયો નહીં. આખરે જે રણછોડ, જે રણછોડ! કરતાં પેલી સલગતી ચિતામાં જઇ પડયો. અને થોડા વારમાં બળીને ભસ્મ થઇ ગયે પછી લોકો સઘળા પોતપોતાને ઘેર જતાં રહ્યા, અને કચેરી બરખાસ્ત થઇ. બીજે દિવસે જયારે કચેરી ભરાઇ હતીત્યારે

બાદશાહે પેલા બ્રાહ્મણના છોકરા ઉપર અતિશય ખુશીથઇને- કહ્યું, " આ છોકરાને વીરનુંબળ ઘણું છે, તેથી એને આ જથી બીરબલ કહેવો." પછી તેને પ્રધાનની પદવી આપીને વરસાસન બાંધી આપ્યું. તે દિવસથી બીરબલ નિત્ય કચેરીમાં આવવા લાગ્યો. દિવસે દિવસે તેની કીર્તી વધતી ગઇ. આ આ ભરત ખંડમા તેના નામના ફેલાઇ ગઇ. અને જુદા જુદા દેશોથી પંડિતો તેની મુલાકાત લેવાને આવતા ગયા. તેઓ તેની ચતુરાઇ જોઇને પોતાના દેશમાં જઇ તેની વખાણ કરતા.

---

## વાત ૨ જી

## બેટા રોતાથા.

એક દિવસે કચેરી ભરાઇ હતી ત્યારે બધા દરબારીઓ હાજર હતા, પણ એકલો બીરબલજ ગેર હાજર હતો. હમણા આવશે હમણા આવશે એમ કરતાં એક કલાક થઇ ગયો, પણ તે કાંઇ દેખાયો નહીં. આખરે બાદશાહે તેને બોલાવવાને સિપાઇને મોકલ્યો. સીપાઇએ જઇને તેને કહ્યું કે, બાદશાહ બોલાવેછે માટે જલદી ચાલો તેને બિરબલે' આવુંછું' કરીને પાછો મોકલ્યો. સિપાઇએ દરબારમાં આવીને તેનો જવાબ કહ્યો. અ ડધો કલાક થઇ ગયો પણ બિરબળતો આવ્યોનહીં. બીજી વખ ત બોલાવવા મોકલ્યો તો તેને પણ એવોજ જવાબ આપ્યો. બાદશાહ તો આથી ઘણોજ ગુસ્સે થઈ ગયો. ફરીથી ત્રીજી વખ ત માણસ મોકલ્યો. તેને પણ એવોજ જવાબ આપ્યો. જ્યા

રે ત્રીજો માણસ પાછો ફર્યો ને બીરબળ તો આવ્યો નહીં ત્યારે બાદશાહે એક અમલદારને હુકમ કીધો કે, હવે તો બીરબળ ન આવે તો તેને પકડીને લઈ આવ. અમલદાર તો પોતાને ફરમાવેલું કામ બજાવવાને ચાલ્યો. બીરબળને ઘેર આવી તેને દરબારમાં આવવાનું કહ્યું. બીરબળે વિચાર કીધો કે, હવેજો જવાને આના કાની કીધી તો એમાંથી પરીણામ માઠું નિપજશે. માટે હવેતો ગયાવગર છુટકોજ નથી. પછી પોતે કપડાપહેરીને તેઅમલદાર સાથે દરબારમાં ગયો. બાદશાહને રોજના નીયમ પ્રમાણે સલામ બજાવ્યા પછી, પોતાની જગાએ જઇને બેઠો. બાદશાહે તેને પુછ્યુ." બીરબળ આજ તને બોલાવવા મોકલી મોકલીને પણ અમે કંટાળી ગયા તો પણ તારા' આવું છું' બોલ પુરાથયા નહીં. તેનું કારણ શું? તું આટલી વાર ઘરમાં શું કરતોહતેતો! બીરબલે જવાબ દીધો, સાહેબ, બેટા રોતો તો, તેને સમજાવતોહતો. બાદશાહે કહયું, "બીરબલ હવે તુ જુઠું બોલે છે. બાલકને તેના મનગમતી ચીજ આપીએ એટલે તે મુંગો રહીજાય' બીરબલે તરતજ ઉતર દીધો "ખુદાવંદ, બાલકને કેવીરીતે સમજાવવો, તેનો હજી આપને ખબર નથી, ત્યાં હુ વધારે તેશું કહુ'" બાદશાહે કહ્યુ, "જો તારી જગાએ મારા જેવો હતો તરતજ તેને સમજાવતે." બીરબલે કહ્યું, "ખુદાવંદ, રાજા તે માબાપ છે, અને રૈયત તેમના છોકરાં છે, માટે હું બાલક થાઊં છું, આપ મને સમજાવજો, પછી તમને ખબર પડશે." બાદશાહે તે કબુલકર્યું. પછી બીરબલે નાના છોકરાના જેવો પોશાક પહેર્યો, અને ભોંય ઊપર બેસીને હળવે હળવે રડવામાંડયું. ત્યારે બાદશાહ તખત ઊપરથી નિચે ઊતરી તેની પાસે ગયો, અને તેના શરિર ઉપરહાથ ફેરવીને 'બેટા તું શાવાસ્તે રડેછે' એમ પુછ્યું ત્યારે

તેણે તો વધારે જોરથી રડવામાંડયું. ત્યારે બાદશાહે તેને ત્યાંથી ઉ ઠાડીને પોતાની પાસે બેસાડયો અને પુછયું, "બચ્ચા તું શા વાસ્તે રડેછે? તને કાંઇ જોઇતું હોયતો કહીદે, હું તને અપાવું." તો પણ તેકાંઇ જવાબ નઆપતાં ઊં ઊંઊં કરીને રડતો રહ્યો થોડીવાર સુધી રડયા પછી તે બોલ્યો, મને ઊસ (શેરડી) જોઇએ છે, તે મંગાવી આપ'. બાદશાહે તરતજ શેરડીનો એક ભારો ત્યાં મંગાવ્યો. તેમાંથી પસંદ પડે તે કાઢી લેવાને તેને કહ્યું, બીરબલે કહ્યું, 'તું તારે હાથે એમાંથી કાઢીઆપ'. બાદશાહે તેમાંથી સારો જોઇને કાઢીઆપ્યો, તો તે, 'ન જોઇએ' એમ કહીને ફેંકી દીધો. આ નહીં પેલો. એમ કરતાં કરતાં આખરે એક કડકો પસંદ કીધો. તેહાથમાં લઇને ફરીથી રડવા માંડયું. ત્યારે બાદશાહે પુછયું. "બચ્ચા, હવે શામાટે રડેછેતને કાંઈ જોઇએ છે!" થોડી વાર રડયા પછી તેણે જવાબ દીધો, "એને તું તારે હાથે છોલી આપ, બાદશાહે શેરડી છોલીને તેના હાથમાં આપી. તે લઇને ફરીથી રડવા લાગ્યો. બાદશાહે પુછયું, "હવે શામાટે રડેછે." તેણે જવાબ દીધો, "એના કટકા કરી આપ." બાદશાહે તેના કટકા કરીઆપ્યાં. બીરબલે રડતાં રડતાં કહ્યું, "એને મારી ટોપીમાં નાખીઆપ." બાદશાહે તેમ કર્યું. પછી તે ફરીથી રડવા લાગ્યો, હાથમાંની ટોપી શેરડીના કટકા સુદ્ધાં નાખી દીધી. બાદશાહે ઉઠીને તે બધા કટકા એકઠા કર્યા, અને તેની આગળ મુકીને કહ્યું, બેટા, તેં જેમ કહ્યું, તેમ મેં કર્યું તો પણ હજી શાવાસ્તે રડેછે? બીરબલે થોડી વાર સુધી રડયા પછી કહ્યું, "મારો જેવો પહેલો આખો કટકો હતો તેવો કરી આપ" અને ફરીથી રડવા લાગ્યો. બાદશાહે કહ્યું, "બીજા

જોઇએ તો ચાર પાંચ કટકાસે, પણ આના તો કટકા થયા તે કેમ આપ્ની થાય" બીરબલે તરતજ જવાબ દીધો "ત્યારે પછી હું રડતો બંધ કેમ રહુ?" બાદશાહે કહ્યું, "બીરબલ, તને ધન્ય છે! તું જે બોલ્યો તે ખરૂં બોલ્યો બાલકને સમજાવવો એ મોટી મુશકેલીની વાત છે." એમ કહીને મનમાં તેને વિષે જે ક્રોધ આવ્યો હતો તે શાંત કર્યો. પછી બીરબલે તે કપડા કાઢી નાંખીને પોતાના પહેરીને પોતાની જગાએ જઇને બેઠો. બાદશાહે તેનાં વખાણ કરીને તેને કેટલુંક ઇનામ આપ્યાં પછી દરબાર બરખાસ્ત કરી.



## વાર્તા ૩જી
## તાનસેન અને બીરબલની પરીક્ષા વિષે

દીલ્લી શહેરમાં તે વખતે તાનસેન કરીને મુસલમાન ગવૈયો હતો. તે ગાવા વગાડવામાં સૌથી શ્રેષ્ટ હતો. તે વખતે આખા હિંદુસ્તાનમાં તેની જોડી હતી નહીં. તેને જો ગંધર્વની ઉપમા આપી હોયતો તેને પણ તે લાયક હતો. અક્કલમાં જેમ બીરબલ હીરો હતો. તેમ ગાયન કલામાં તે હતો. તેનું નામ સાંભળી દેશો દેશથી ગવઇયા તેને મલવાને આવતા. તેઓ પણ તેનું ગાયન સાંભલીને ખુશી થતા પાછા જતાં. પોતાના દેશમાં જઈ રાજા આગલ તેની વખાંણ કરતા, તેથી રાજાઓ પણ તેનું ગાયન સાંભળવા આવતા આટલો તે વખાણતો હતો, તો પણ તેને પોતા વિષેનું અભીમાન મુદલ નહોતુ. પણ તેના જાતના

બીજા લોકો તેને માટે મગરૂબ રહેતા. તેઓ બધા, બીરબલ કરતાં તાનસેન વધારે સરસ છે એમ માનતા હતા બીરબલની પદવી તાનસેન કરતાં વધારે ચઢતી જોઇને તેઓને અદેખાઇ ઉત્પન થઇ. ધીમે ધીમે તેઓ બાદશાહ આગલ તેની વખાણુ કરવા લાગ્યા. બાદશાહ મનમાં આ બધું સમજતો હતો. તેઓ વખાણુ કરતી વખતે ફકત તાનસેનનુંજ નામ લેતા હતા, બીરબલ તરફનો ધીક્કાર બાદશાહ પાસે મોઢે બોલીને દેખાડતા નહતા. તો પણ બાદશાહ આ વાત સમજી ગયો હતો. એક દિવસે દરબાર ભરાણી હતી. તે વખતે તેઓ વખાણુ કરવા લાગ્યા, પણ બાદશાહ તે સહન કરીશકયો નહીતેથી બોલી ઉઠયો. "તમે તાનસેનની આટલી બધી વખાણુ કરોછો તેથી તે ગુણવાન હશે, પણ તે બીરબલની બરોબરનો થઇ શકવાનો નથી." બાદશાહનો આવો જવાબ સાંભલીને તો તેઓ ચુપજ થઇ ગયા. એ વાત કરવી તેઓએ બંધ કરી કચેરી બરખાસ્ત થયા પછી તેઓ એક મોટા ઉમરાવના મહેલમાં એકઠા થયા. ત્યાં તેઓએ કેટલીક મસલત ખાનગી રીતે કીધી. પોતે કીધેલી મસલત પ્રમાણે તેજ મહેલને તેઓએ ઘણી સારી રીતે સણગાર્યો. તરેહ તરેહ વાર બેઠકો બનાવી. તે વખતે કાંઇ હાલના જેવા વિલાયતની ટેબલ, ખુરશો અને કોચો નહોતા, પણ તેવખતની હિંદુ કારીગરીથી બનાવેલી તરેહ તરેહની બેઠકો હતી. વચમાં એક તખત બાદશાહ વાસ્તે રાખ્યું હતું. તાનસેનને ગાયન ગાવાવાસ્તે બોલાવ્યો હતો. બધું તૈયાર કર્યા પછી બાદશાહને બોલાવવાને કેટલાક ઉમરા

યો ગયા. બાદશાહ આવ્યો. તે વખતના રીવાજ પ્રમાણે બધા લોકોએ ઉઠીને માથું નીચું નમાવી તેને માન આપ્યું. દીવાકરી ને વગર સલગાવ્યા એમનાં એમજ રહેવાદીધા હતા ગાયન ચાલ્યું. તાનસેને પ્રથમ દીપકલ્યાણ રાગ ગયો. જેવો તેણે રાગ ગાયો કે તરતજ તે બધા દીવા પોતાની મેલે સળગીઉઠયા અને મેહેલમાં રોશની થઇ. પછી તેણે સંપુરણ રાગ રાગણી ગાઇ સંભળાવ્યા. આખરે મલાર રાગ ગાઇ સંભળાવ્યો. મલાર રાગ ગાયો કે તરતજ વરસાદ વરસ્યો. તે દિવસ ગરમીના. હોવાથી લોકો બફાઇ જતા હતા, પણ વરસાદ વરસવાથી બધાના દીલ ખુશી થઇ ગયાં. જ્યાં સુધી મલાર રાગ ચાલુ રહ્યો, ત્યાંસુધી વરસાદ વરસતો રહ્યો. બાદશાહ તો આ ચમત્કાર જોઇને અતીશય આનંદ પામ્યો. આવખતે લાગ જોઇને અમીરખાન નામના સૌથી મોટા ઉમરાવે હાથ જોડીને કહ્યું, "મહારાજ? તાનસેનના ગુણ બીરબલના સઘળા ગુણ કરતાં ચઢીઆતા છે કે નહીં તે આપે નજરો નજર જોયા અને અમે ધારીએ છીએ હવે આપની ખાત્રી પણ થઇ હશે. માટે તાનસેનને બીરબલની પદવી મળવીજોઇએ." બીજા અમીર ઉમરાવો પણ એ વાતને મળતા થયા તો પણ બાદશાહે તો ખુલે ખુલું કહ્યું "તાનસેન, જોઇએ તેવો ગુણવાન છે, પણ બીરબલના ગુણની નીચેછે. પણ જ્યારે તમે અતીશય આગ્રહ કરોછો, ત્યારે તમને તે પ્રત્યક્ષરીતે દેખાડાવીશ." તેઓએ વિચાર્યું કે હવે કાંઇ વલેએવું લાગતું નથી, પણ બાદશાહે કહ્યું છે કે, હું તમને તે પ્રત્યક્ષ દાખલો દેખાડેશ, તયારે હવે તયાંસુધી ધીરજ ધરવી. પછી

સૌને ફુલના હાર પહેરાવી પાન ગુલાબ આપી રવાના કર્યા પ છી બીજે દીવસે બાદશાહે બ્રહ્મદેશના રાજા ઉપર એક કાગળ લખી કાઢયો. તેમાં એવું લખ્યું હતું કે, આ કા ગળ લાવનાર બંને જણને તરતજ ગરદન મારવા. જરા વારની ઢીલ કરવી નહીં. વગેરે લખ્યું. પછી ઉપર પો તાની મોહોર કરીને, પછી તાનસેન અને બીરબલને પો તાની પાસે બોલાવી મંગાવ્યો. તાનસેનના હાથમાં કાગ ળ આપ્યા પછી બાદશાહે કહ્યું, બ્રહ્મ દેશના રાજાને ત્યાં જરૂરનું કામ છે માટે તમે જઇ આવજો. એ કામ બી-જાથી થાય એવું નથી. તમે જશોતો જલદીથી નિવેડો આવે એમ છે. માટે જેમ બને તેમ જલદી રવાના થાઓ." બાદ શાહને ઘણું સારૂં" કહીને તેઓ બંને ત્યાંથી નિકલી ચાલ્યા. પછી ઘેર આવી બીરબલે વિચાર કીધો, "માનો ન માનો પ ણ આમાં કાંઇ દગોછે. પણ ફીકર નહીં. જરૂર આવશે ત્યારે જોઇ લઈ શું!" પછી પોતાની બાયડીને ખાવાનું તૈયાર કરવાનુ કહ્યું. તાનસેને ઘેરજતાં જતાં વિચાર કર્યો, "બાદશાહ નું કાંઈ અ ગત્યનું કામહશે ત્યારેજ અમને મોકલેછે. નહીં તો શું બેપીઆ ઓની બોટ પડીછે? ચાલો એ બહાંને ગામતો જોઇ આવીશુ અને વળી ત્યાંના રાજાને ગાયન કળા દેખાડી ખુશી પણ ક રીશું. એટલે આપણી કીર્તી પણ વધશે. અને રાજા કાંઇ ઇનામ પણ આપી દેશે'. એમ કહી ખુશીમાંને ખુશી માં ઘેર ગયો. ઘેર જઇ બાયડીને ખાવાનું કરવા કહેતાંજ તેણે પુછયું કે, જવુંછે કયાં? કોઇ માણુસ કાંઇ કામે બહાર જતો હોય તેને 'કયાં જાઓછો' એમ પુછીએ તો તે અપ શુ કન માનેછે તેજ રીતે આને પણ પુછયું. પણ આતો કાંઇ સુકન અપસુકન માનતો નહતો. તેણે જવાબ દીધો, "બા

ડશાહને કામે બ્રહ્મદેશ જવુંછે" પછી તેણે ખાવાનું તૈયાર કર્યું. બીજે દીને સવારના પહોરમાંજ બીરબલનો સિપાઇ એને બોલાવવા આવ્યો કે, ચલો દીવાનસાહેબ તૈયાર હુવે હએ. તાનસેન પણ સામાન લેઇને નિચે ઉતર્યો. દાદર ઉપર જ બીલાડી આડી ફરીગઇ. તેની છોકરીએ છીંકખાધી. પણ તાનસેને કાંઇ ગણકાર્યું નહીં. બીરબલ તેનીરાહ જોતો ઉભો હતો. બેઉજણ પોતા વાસ્તે તૈયાર રાખેલા ઘોડા ઉપર સ્વાર થયા અને રવાના થયા. શહેરના આગલ આવી પહોંચ તાંજ દરવાજા બંધ દીઠા. હજી વખત થયો નહતો તેથી સિપાઇ ઉંઘતો હતો. બીરબલ સાથે આવેલા સિપાઇએ ચોકીબાન સિપાઇને જાગૃત કર્યો. તે બિચારો આંખો ચોલતો ચોલતો,, કોનહએ કોનહએ,, પુછવા લાગ્યો. સિપાઇએ હ્યું, "અરે ઉઠ? દરવાજા ખોલ દીવાન સાહેબ ખોટી રહેહએ." દીવાનનુ નાંમ સાંભળતાંજ તેની ઉંઘ બુંધ બધીઉડી ગઇ. તરતજ કુંચી કાહાડી દરવાજા ખોલ્યા. બેઉ જલમ બહાર નિકલ્યા. રસ્તે ચાલતાં બપોર થયા એટલે મુકણા બહર નિકલયો રસ્તે ચાલતાં બપોરે થયા એટલે મુકમ મકરયાપછી જમીકરીને ત્યાંથી સાંઝ પડી એટલે નિકલી પડયા એમ કરતાં કેટલેક દિવસે તેઓ બ્રહ્મદેશમાં અવી પોહોંચ્યા. શેહેરની પાસે આવ્યા એટલામા રાત પડીગઇ હતી તેથી દરવાજા બંધ હતા. અહીં તેમને કોણ ઓલખતો હોયજે બારણું ઉઘાડે. રાતની રાતતો ત્યાંજ કાહડવાનો તેઓએ વિચાર કયો. બીરબલે કહ્યું. "ભાઇ તાનસેન! આપણે અહીં આજ પહેલા વેલાજ આવ્યાછીએ અને વલી જંગલમાંપડયા છીએ માટે આપણ માંથી એક જણ જાગતો બેસેતો વધુ

રે સારૂં." તાનસેનને એ વાત પસંદપડી. તેણે પ્રથમ જાગ વાનું કબુલ કર્યું. બીરબલ સુવાની તજવીજ કરવા લાગ્યો એ ટલામાં ત્યાંથી એક ગામડીઓ જતો હતો તેણે તેમને જો યા. તેથી તેણે આગલ આગલ આવીને પુછ્યું, "ભાઇઓ તમે પરદેશીછો એવું તમારા દેખાવ ઉપરથી લાગેછે. અહીં વા ઘની ધાસ્તી ઘણીછે, માટે તમે અહીં સુતાના. મારી જુપડી અહીંથી પાસેજછે ત્યાં ચાલો." તાનસેનને તો એટલુંજ જો ઇતું હતું, પણ બીરબલે જરા તરા આના કાની કરવામાંડી પણ પેલા ગામડીઆએ અતીશય કાલા વાલા કર્યાથી તેણે પ ણ કબુલ કર્યું. પછી તેઓ બંને જણા ઘોડા ઉપર સ્વારથઇ નેતેની સાથે ગયા. ગામડીઆએ જઈને તેમના ઘોડાને પોતાના વાડામાં છોડાવ્યા. તાનસેન મુસલમાન હતો, તેથી તેને જુદા ઓરડામાં ઉતારો આપ્યો. સવારના પહોરમાં તે ઓ ઉઠીને જવા નીકલ્યા, પણ પેલો ગામડીઓ આગ્રહ કર વા લાગ્યો કે, જમીને જજો. તેનો અતીશય આગ્રહ જોઇ ને તેઓ રહીગયા. ગામડામાં મળતી સારીસારી જણસો બધી રાંધેલી હતી. જમીને તેઓ ઘોડા ઉપર બેસીને નિકલી ચાલ્યા. ગામમાં દાખલ થઇને જુવેછે તો, જાણે બીજી ઇંદ્ર પુરી જ છે કે શું! એવો તેનો ભપકો હતો. ચોમેર વેપારીની દુકા નો આવી રહી હતી. એક તરફ સોના રૂપાના દાગીનાઓ લઈને સરાફો બેઠા હતા. બીજી મેર મીઠાઇ વાળાની દુ કાને ભીડ ભરાઇ હતી. રૈયત સુખી હતી. રાજા દયાળુ અને પ્રજા પાલક હતો. તેના રાજ્યમાં ગરીબ તેમજ પૈસા દા રને સરખો ઈનસાફ મળતો હતો. સરકારી અમલ દારો પો તના ધર્મ પ્રમાણે કામ કર્યા જતા હતા. તેઓ કોઇની લાં ચ રૂશવત લેતા નહોતા. પ્રજા બધે પ્રકારે સુખી હતી

બીરબલ અને તાનસેન એવા ઇંદ્ર પુરી જેવા સોભાગ્ય મ.
ન શહેરમાં જોતા જોતા ચાલ્યા જાયછે. તેઓના કપડા રા
જ વંસી જેવા જોઇને લોકો તેમને માન આપતા. ત્યાં
તેમને કોઈ ઓળખતો નહોતો કે તેઓ કોણ અને ક્યાંના ર
હેનાર છે. તેઓ દરબારનો રસ્તો પુછતા પુછતા આગલ
ચલ્યા. આખરે તેઓ દરબારમાં આગળ આવી પુગ્યા. ત્યાં
ઘણીજ ભીડ થઈ હતી, તેથી તેમને અંદર જવાને રસ્તો
જડયો નહીં. આખરે ચોબદારની નજર તેમના ઉપર પડી
તે તેમને પરદેશી જાણીને પાસે આવ્યો. અને તેઓ કોણ
હતા અને ત્યાં શામાટે આવ્યા હતા, એમ પુછ્યું. તેઅ
દિલ્લીથી અકબર બાદશાહનો કાગળ લઇને આવ્યા હતા
એમ તેઓએ જવાબ આપ્યો. એકતો તેઓ દીલ્લીથી બા
દશાહી સંદેશો લઈને આવેલા અને વળી તેમનો પોશાક
રાજ વંશી તેથી સિપાઈ તેમને દરબારમાં લઈગયો. તેમને
થોડે દુર ઉભા કરીને તે સિપાઇ પોતે રાજા આગલ ગ
યો, અને પોતાનું માથું નમાવીને બોલ્યો, "ખાવીંદ! દી
લ્લીથી અકબર બાદશાહનો સંદેશો લઇને તેની દરબારના
બે અમીરો આવ્યા છે. આપ જો રજા આપોતો તેમને અં
દર લઇ આવું." રાજાએ રજા આપવાથી તે તેમને આગળ
લઇ ગયો. રાજાએ તેમને આસન આપીને બેહાડયો. દરબાર
નું કામ ખલાસ થયા પછી તેમના આવવાનું કારણ પૂ
છયું. તેના જવાબમાં બીરબલે, બાદશાહે આપેલો કાગળ
આપ્યો તે ફોડીને વાંચીજોયું તો તેમાં આપ્રમાણે લખેલું હતું.

"બ્રહ્મ દેશના રાજા જોગ "

,'દીલ્લીથીલાં હિંદુસ્તાનનો સોથી મોટો બાદશાહ, જેનું રાજ"

"ઉતરથી દક્ષીણ અને પુર્વથી પશ્ચીમ સુધીના સઘળા દેશોમાં"
"લખાએલું છે, તે તમને આ કાગલ લખીને જણાવેછે કે,'
"મારી દરબારના આ બેમાણસો જે તમારી તરફ કાગલ લ"
"ઇને આવ્યાછે, તેમને કેટલાક ખાનગી કારણોને માટે ગર"
"દન મારવાછે. અને તે કામ ખાનગી રીતે કરવાનું હોવાથી"
"અત્રે બની શક્યું નહીં, તેથી તમારી તરફ એમને મોક"
"લ્યાછે, તેમને ઉપર લખ્યા પ્રમાણે શીક્ષા કરજો." વગેરે વગેરે.

પછી તેણે તે પોતાના વજીરને વાંચવા માટે આપ્યો તે પણ વાંચીને ઘણોજ અજાયબ થયો. પછી રાજાએ તેનો શું વિચાર હતો, તે પુછ્યું. વજીર જે અતીશય ચતુર હતો, તે ણે કહ્યું, "મહારાજ! આ વાતમાં કાંઈ પણ ભેદ હોવો જોઇએ. માટે એમને એક અઠવાડીઆ સુધી કેદમાં રાખ્યા પછી કરવું હશે તે કરીશું. રાજાને તેની સલાહ પસંદ પડી. પછી વજીરે સિપાઇઓને ઈસારત કરી. સિપાઇઓએ તેમને તરત પકડી લઇ હાથ પગમાં બેડીઓ નાખી દીધી. તાનસેનના તો હાંઝાં ગગડી ગયા. વઝીરે તેમને એમ કરવાનું કારણ કહી સંભળાવ્યું. પછી તેમને કેદમાં લઇ જવાને ફરમાવ્યું. સિપાઇઓ તેમને લઇ ચાલ્યા. વઝીરના હુકમથી બંનેને એકજ ઓરડીમાં કેદ કર્યા. સિપાઈના ગયા પછી તાનસેને બીરબલને કહ્યું, "ભાઇ બીરબલ! આતો અહીં આવીને હવે ફસાઇ ગયા. આતો જીવ જવાની વાતછે. તારી કાંઈ અક્કલ પહોંચતી હોયતો, એનો કાંઇ ઉપાય શોધી કહાડ, નહીંતો આપણા બંનેના જીવ જશે." બીરબલ તો મનમાં સમજી ગયો હતો કે, આ સઘલું બાદશાહે તેની હુશીઆરી જોવાને માટે કર્યુંછે. પછી તાનસેનને ગભરાઇ ગયલો જાણી

ને તેણે કહ્યું, "ભાઇ તાનસેન! આપણા બચાવનો માત્ર એ કજ ઉપાયછે અને તે લાગીજાયતો લાગીજાય નહીંતો પછી જીવ જવાનો જે ઉપાય એકેજે, જ્યારે આપણને ગરદન મારવાની જગાએ લઇ જાય ત્યારે આપણે એક બીજાથી અગાડી મરવાની ઇચ્છા દેખાડવી સિવાય બીજી કોઇ યુક્તિ મારા ધ્યાનમાં આવતી નથી. પરંતુ તારી જ્ઞાતીના લોક કહેછે તેમતું ગુણવાનછે, માટે તું કોઇ નવી યુક્તિ શોધીકાહાડ." તાનશેને કહ્યું, "ભાઇ બીરબલ! આ કાંઇ મશ્કરી કરવાનોવખત નથી, હાલતો હું તારે શરણે છું. તું કહેછે, કે. તારી જ્ઞાતીના લોક તને ગુણવાન કહેછે, તો હું ગુણવાન ફક્ત ગાયણ વિદ્યામાંછું. અકલમા હુંતોશું પણ આખી દુનીઆમાં તારાથી વધે એવો માણસ મેં જોયો નથી. માટે હવે આવે વખતે તું કાંઇ યુક્તિ કહાડ." બીરબલે કહ્યું, "હમણા મેજે, યુક્તિ તને કહી, તેના કરતાં બીજી કોઇ સારી યુક્તિ મને સુઝતી નથી. માટે મેં જે પ્રમાણે કરવાનું કહ્યું છે તે પ્રમાણે કરવાનું યાદ રાખજે, પછી તો જે કાંઇબનવાનું હશે તે બનશે." જેમ તેમ કરતા તેઓ એ એક અઠવાડીયું કાઢયુ આઠમેં દહાડે સવારના પહોરમાં તેમને સિપાઇઓ ગરદન મરવાની જગાએ લઇ ગયા. તાનસેન બહારથી તો ખુશી દેખાતો હતો, પણ અંદર, હાએ બાપ કેમ થશે, એમ થતું હતું. ગરદન મારવાની જગાએ તેમને લઇ જઇને ઉભા કર્યા પછી, બીરબલ આગલ થયો અને મને પ્રથમ મારો એમ કહેવા લાગ્યો. તેને એ પ્રમાણે આગલ થતો જોઇને તાનસેન તેને પાછલ હઠેલીને પોતે આગલ આવ્યો, અને મને પ્રથમ ગરદન મારો! એમ બેઉ જણે એક બીજાની પહેલાં મરવાની ઇચ્છા દેખાડવા માંડી. સિપાઇઓ તો આવો બનાવ જોઇને

હસવા લાગ્યા. તેઓએ વિચાર્યું કે, આ લોકો દિવાના થઈ ગયાછે શું? પછી તેઓમાંનો એક સિપાઇ દોડતો દોડતો દરબારમાં ગયો. ત્યાં જઇને તેણે રાજાને બનેલી સઘલી વાત કહી સંભળાવી. આ વાત સાંભળીને વજીરે કહ્યું, "જહાંપનાહ! મેં તો આપને તેજ વખતે કહ્યું હતું કે, એ વાતમાં કાંઇ પણ છુપો ભેદ હોવો જોઇએ. નહીં તો એવોતે કોણ હોય જે ખુશીથી મરવાની ઇચ્છા દેખાડે! માટે એમને અહીં બોલાવીને પુછવું જોઇએ. રાજાને પણ એ વાત પસંદ પડી. સિપાઇને હુકમ કરવાથી તે તેમને ત્યાં બોલાવી લાવ્યો. પછી બીરબલ તરફ ફરીને વજીરે કહ્યું, "તમે એક બીજાની પહેલાં મરવાની ખુશી દેખાડોછો તેનું કારણ શુંછે તેકહો' બીરબલે કહ્યું, "તમને તેવાત કહેવાથી અમને ગેરફાયદોથશે, માટે અમે કહેવાના નથી." બીરબલના આ પ્રમાણે ના બોલવાથી તેમનાશકમાં વધારો થયો. રાજા અને વજીરેથોડોવાર વિચાર કરીને તેમને કહ્યું, "જો તમે અમને એ વાત નહીં કહેશો તો તમને અમે જન્મસુધી બંદીખાનામાં રાખીશું. માટે જે કાંઇ ખરે ખરૂં હોયતે કહીદો." બીરબલ જાણે એ વાત કહેવાને કેવોક દલગીર હોય, અને તે કહેવાને તેની જીભ ઉપડતી નહોય એમ બહારથી દેખાડતો પણ અંદર ખાનેથી તો ખુશીથતો બોલ્યો, "રાજાસાહેબ! જ્યારે તમે અમને એ વાતકહેવાને જુલમ પાડોછો ત્યારેકહ્યા વગર છુટકો નથી. પણ મનેતો એમ લાગેછે કે, જો હું એ વાત કહીશ, તો મને ઘણોજ ગેરફાયદો થશે. હશે! બનવા કાળ હશે તે બનશે. જુઓ સાંભળો! અમારો બાદશાહ અકબર, તમારૂં રાજ્ય લેવાને ઘણા વરસ થયા ઇચ્છા રાખે છે, પણ તમે તેના કરતાં વધારે બળવાન પડ્યા, તેથી તમારી સામે થઇને તો લઈ શક્યો નહીં. પણ એક દીવસને સ

મ, જ્યારે દરબાર ભરાઇ હતી ત્યારે, બાદશાહે ત્યાં પોતાના મનની વાત કહી. તે વાત સાંભળીને અમારી સભામાં બેઠેલો એક પંડીત બોલ્યોકે, જો આ દરબારમાંહેલાબે માણસોનો જીવ તે રાજા લે તો, તેના મરણ પછી જે પ્રથમ માર્યો ગ યો હોય તે રાજા થાય અને બીજો તેનો વજીર થાય, અને તેઓ તે બાદશાહની તરફેણના હોવાથી રાજ્ય બાદશાહના હાથમાં આવે. આવું તેનું બોલવું સાંભળીને આખી દરબાર ખુશી થઇ રાજાએ બે જણને મોકલવાનું કહ્યાથી, કોને કોને મોકલવા તેનો વિચાર થઇ પડયો. આખરે બધા લોકોની સ મતીથી અમને મોકલવાનો વિચાર થયો. બાદશાહે ચીઠી લ ખી આપી, તે લઇને અમે અહીં આવ્યા. અમને મારવા મો કલવાનું એજ કારણછે. હવે અમને વગર ઢીલ કરવો ગરદ ન મારવાનું ફરમાવો. હવે ઢીલ અમારાથી મુદલ ખમા તી નથી." તેનું આવું બોલવું સાંભલીને રાજા ચોંકયો. હવે કે મ કરવું તે બાબત તેણે વજીરનો મત લીધો. વજીર જે તેના કરતાં દોહોડ ચતુર હતો. તે બોલી ઉઠયો, "ખુદાવંદ! એ લો કોના માંહો માંહેના કજીઆ ઉપરથી એ વાત ખરી હોય એ મ લાગેછે. (જરા વિચાર કરીને) આપણે એને મારીશું તે થી ઉલટી આપણને હાણી થશે. માટે જેમ એ લોકો કાગલ લઇને આવ્યા તેમ એમને અત્રેથી જવાબ કહીને મોકલીશું. કાગલ લખી આપવાની કાંઈ અગત્ય નથી. (પોતે કાગલ લ ખી જાણે એટલેજતો!!) મોઢે મોઢું જે કાંઈ કહેવાનું છે તે કહીદો. (પોતાને બોલવાના સાંસાજતો!!!)' રાજાને આ યુ ક્તિ પસંદ પડી. તેણે કહ્યું, "આપણે કાંઇ અકબરના તાબે દાર નથી, કે તેનો હુકમ બજાવીએ. (બીરબલ અને તાનસેન તરફ ફરીને) અમે તમને ગરદન મારવાને ખુશી નથી, તેથી,

ત   તમારે દેશ પાછા જાઓ, અને તમારા રાજાને કહે જોકે, બ્રહ્મ દેશનો સૌથી મોટા અને બલવાન રાજા કાંઇ તમા રો તાબેદાર નથી, કે તમારો ફરમાવેલો હુકમ બજાવે. તમ ને જો ગરદન મારવાહોયતો તે પોતેજ પોતાના રાજમાં મા રે. અમે નીરદોશ ને મારીને પાપ કરતા નથી (મોઢેથીના ક હેવાનું બાકી કરવાનું તો ખરૂંજ!! )માટે તમે જેવા આવ્યા હતા તેવાજ પાછા જાઓ." તનસેનના મનમાં તો એવું થા યકે, કયારે અહીંથી છુટીએ. પણ એટલામાં બીરબલ બોલી ઉઠયો, "અરે સાહેબ! અમો ગરીબ ઉપર દયા તો કરો!! પ હેલા અમને મારી નાખવાનું કહ્યા પછી હવે ફરી જાઓછો એ કાંઇ સારી વાત નહીં. તમે અમારા બાદશાહનો એવો હુ કમ તો માન્ય કરો!! તમે જ્યારે અમને અમારી છુપી વાત કહેવાની ફરજ પાડી ત્યારે અમે તે કહી. હું તો અગાઉથીજ કહેતો હતો કે એમાંથી નુકશાન અમને થશે, અને તે થયું પણ-હજી પણ અમારી ઉપર દયા કરીને અમને ફાયદો થાય તેમ કરો! અમને ગરદન મારવાને માણસને હુકમ કરો! જુ ઓ સાહેબ દયા કરો!!,, આ બધો વખત તાનસેનના પેટમાં તો જાણે જીવજ ન હોતો. તેતો સફેદ પુની જેવો થઇને ઉ ભો હતો. રાજાએ બીરબલનું આવી રીતનું બોલવું સાંભલીને કેહ્યુ, "તું જેટલું બોલશે તેટલું બધું વગર અર્થ નુંછે. વિષ છે તે જાણ્યા પછી કોઇ પીતું નથી, તેમજ મે પણ જ્યારે વાત સાંભલી ત્યારે હું કેમ હાથે કરીને દુઃખમાં પડું! વલી અકબર મારા એક સઉથી નાના વજીરની પદવીને પણ લાયક નથી, તે મને શું કરશે? માટે હુ તમને હુકમ કરૂંછું કે, ત મારે તરત આગામ છોડીને ચાલીજવું, નહીં તો કે મારા સિ પાઇઓ તમને મુશ્કા બાંધીને ગામ બહાર કાહાડી આવશે બીરબલે કહ્યું, "જ્યારે આપ નામદારની એવીજ મરજીછેત્યારે

અમારો કાંઇ ઉપાય નથી. પણ અમે જોદીલ્લી પાછાજઇશુ તો બાદશાહ અમારી ઉપર ગુસ્સે થશે. પણ જયાં તમેજ ના પાડોછો એટલે નિરાશ થઇને પાછા ફર્યાવગર છુટકો નથી' એમ કહી જાણે પોતાને કેટલુંક નુકશાન થતું નહોયા તેવો પોતાનો દેખાવ કર્યો. પછી તેની રજા લઇને તેઓ બંને જણા યાંથી નિકળ્યા. કેટલેક દિવસે દીલ્લી પોહોંચ્યા. બાદશાહતો શું. પરીણામ નિપજશે તેવીષે અગાઉથીજ જાણીતો હતોજેવખતે તેઓ શેહેરમાં દાખલ થયા તે વખતે દરબાર ભરાણી હતી, તેથી ઘેર જવાને બદલે તેઓ પાધરા દરબારમાં ગયા. બાદશાહે તેમને આવકાર દઇને બેશાડયા પછી ત્યાંશું બન્યુ તે પુછયુ તાનસેને કહ્યું. "સાહેબ, જોબીરબલ શાથે નહતે અને બીજો કોઇ હતેતો આજે અહીં આવવા પામતે નહીં. બીરબલની અક્કલ હુશીયારીથીજ અહીં આવીશકયા. નહીંતો ત્યાંજ સોવરસ પુરાથયા હતે." એમ કહી ત્યાં બનેલી બધીબીના કહી સભળાવી. પછી બાદશાહે પોતાની જાતીના (મુસલમાન) લોકો તરફ ફરીને કહ્યું" મેં તમને તે દિવશે કહ્યું હતું કે, બેમાંથ વધારે હુશીઆર કોણછે તે હું તમને નજરે દેખાડીશ તે પ્રમાણે આ તમારીજ જાતીનો જેની તમે વખાણ કરતા હતા, અને જેને તમે બીરબલની પદવી અપાવવા માગતા હતા, તેને મોઢેથીજ સાંભળ્યું, અને તેથી તમારી ખાત્રી પણ થઇ હશે જ? એટલામાટે હવે હું તમને કહી મુકું છું, અરે! સખત હુકમ કરીમુકું છું કે, તમારે હિંદુઓની અદેખાઇ કરવી નહી, પણ હિંદુ અને મુસલમાન બેઉને એક સરખા ગણવા. હિંદુ પણરૈયતછે તેજ પ્રમાણે મુસલમાનછે." ત્યારે તેઓમાંથી અમીરખાન નામનો ઉમરાવ બોલી ઊઠયો, "ખુદાવંદ, હવે અમારી ખાત્રી થઇ કે, જેને જે છાજતું હોય તેતેનેજ આપવું જો

